


Published with financial assistance from the Government of India, Department of Education, vide sanction no f. 4-27/87-L.G. cell dated 25th October 1988.



પ્રથમ આવૃત્તિ, ઑક્ટોબર, 1990

કિંમત : રૂ. 635-00



પ્રકાશક :
ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટ
એચ. એલ. કોલેજ ઑવ્ કૉમર્સ હોસ્ટેલ કમ્પાઉન્ડ,
નવરંગપુરા, અમદાવાદ–380 009

મુદ્રક :
ભીખાભાઈ એસ. પટેલ
ભગવતી મુદ્રણાલય
19, અજય એસ્ટેટ,
દૂધેશ્વર રોડ,
અમદાવાદ–380 004





# ગુજરાતી વિશ્વકોશ

ખંડ ૨

પ્રમુખ સંપાદક :
ડૉ. ધીરુભાઈ ઠાકર



ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટ
અમદાવાદ

**ઇમામશાહ** (જ. 1452, અ. 1513 અથવા 1520) : અમદાવાદની દક્ષિણે પીરાણાના જાણીતા પીર. તેઓ મુહમ્મદ બેગડાના સમયમાં (આ. 1470–71) ઈરાનથી ગુજરાતમાં આવી અમદાવાદની ઉત્તરે આશરે 14 કિ. મી. ઉપર આવેલા 'ગીરમથા' નામના ગામમાં સ્થાયી થયા. એ ગામને આજે 'પીરાણા' અર્થાત્ પીરોના સ્થાન તરીકે ઓળખવામાં આવે છે. એમના ચમત્કારોને કારણે ગુજરાતના સુલતાન મુહમ્મદ બીજાએ એમને પોતાની પુત્રી પરણાવી હતી. એનાથી એમને ચાર પુત્ર થયા, જે પીરાણાના સૈયદોના પૂર્વજ હતા. પીર સદ્રુદ્દીન પછી કબીરુદ્દીન અને એમના પછી ઇમામુદ્દીન (ઇમામશાહ) નામે પીર થયા. તેઓએ સતપંથમાં થોડાક ફેરફાર કરીને પોતાનો નવો પંથ 'પીરાણાપંથ' ચલાવ્યો. આ સંપ્રદાયના પેટાવિભાગ 'આઠિયા' 'સાતિયા' અને 'પાંચિયા' તરીકે ઓળખાય છે. આ પંથમાં જોડાયેલી જુદી જુદી કોમોમાં પ્રચારક–ઉપદેશક તરીકે એમના પીરે નીમેલા મુખીઓને 'કાકા' કહેવામાં આવે છે. એમની ફરજો તે તે કોમના અનુયાયીઓને ઉપદેશ આપવાની, એમની નાની-મોટી તકરારોનો નિકાલ કરવાની અને એમની પાસેથી ધાર્મિક ફાળો ઉઘરાવીને તેમના પીરને મોકલવાની હોય છે. ઇમામશાહીઓ અલ્લાહને સર્વોત્કૃષ્ટ કિરતાર તરીકે અને મુહમ્મદ સાહેબને એના રસૂલ તરીકે માને છે. તેથી તેઓ પોતાને ઇમાનદાર મુસલમાન ગણે છે. તેઓ નમાજને ઘણું ઓછું મહત્ત્વ આપે છે. તેઓ હિંદુઓના અવતારના સિદ્ધાંતોને – જગતની ઉત્પત્તિની માન્યતા તથા એમના અન્ય સિદ્ધાંતોને સ્વીકારે છે. તેઓ હઝરત પેગંબર સાહેબને 'પીર' અથવા 'ગુરુ' માને છે અને એમની તથા ઇમામોની સ્થિતિ વચ્ચે ખાસ કોઈ અંતર હોવાનું તેઓ માનતા નથી. કુરાનને તેઓ દૈવી ગ્રંથ માને છે, પરંતુ એમના ઇમામો કુરાનને રૂપકની જાણીતી પદ્ધતિથી સમજાવે છે. કુરાનનાં આવાં અનેક રૂપકો 'જ્ઞાન'

ઈરાનથી આવીને પીરાણામાં વસ્યા હતા

ઈમામ શાહના પિતા અને દાદાનું નામ

કાકાનું કામ શું છે, તે બતાવેલ છે. આના પ્રમાણે પીરાણાના ગાદીપતિ શ્રી નાનકદાસ કાકાનું કામ શું છે, તે સમજી શકાય છે.

પીરાણાના અનુયાયીઓ મુસલમાન છે અને અલ્લાહને માને છે.

હિંદુઓના અવતાર સિદ્ધાંતને માને છે. એટલે ૧૦ અવતારના સિદ્ધાંતને માને છે. પોતાનો દસ અવતાર અલગ છે.

કુરાનને દૈવી ગ્રંથ માને છે. આપણે સહુ જાણીએ છીએ કે જે અથર્વ વેદ તેવો બતાવે છે, તેમાં કુરાનનો સંદેશ છે.
સતપંથના પ્રચારકો કુરાનના સંદેશનોજ પ્રચાર કરે છે.

ગીનાનો એ બીજા કંઈ નથી, એ કુરાનના રૂપકો છે.

તરીકે ઓળખાય છે. તેઓ કુરાનને બદલે 'જ્ઞાન'નાં પુસ્તકોનો પાઠ કરે છે. ઇમામશાહે પોતાના પંથને અસલ હિંદુ પંથ જેવું સ્વરૂપ આપીને પોતાના પંથમાં જોડાનાર હિંદુઓને પોતપોતાનાં રીતરિવાજ, રહેણીકરણી અને માન્યતાઓને જેમનાં તેમ રાખવાની છૂટ આપી. તેમના ઉપદેશનો પ્રભાવ વિશેષતઃ કણબીઓ ઉપર પડ્યો, જેમાં મતિયા કણબીઓનો સમાવેશ થાય છે. ઇમામુદ્દીન પછી એમના પુત્ર 'આદિવિષ્ણુ નિરંજન નરસી મુહમ્મદશાહ' (નૂર મુહમ્મદશાહ) થયા, જેમણે સિંધી ભાષામાં 'સતવેણી-જી-વેલ' એટલે કે 'સતધર્મની વેલ' નામનું પુસ્તક લખ્યું, એમાં તેમના સંપ્રદાયના ઇમામો અને કર્મકાંડોનું વર્ણન છે. એમનાં પાંચ શિષ્યો હઝારબેગ, ભાભારામ, મયાકાકા, શનાકાકા અને ચીચીબાઈએ ઉત્તર ગુજરાતના ઘણા વિસ્તારમાં અને મધ્ય ગુજરાતમાં પેટલાદ અને કાનમ સુધી આ પંથનો નીચલી ગણાતી કોમોમાં પ્રચાર કર્યો છે.

યતીન્દ્રકુમાર દીક્ષિત

તાકિયાનો પ્રયોગ ઈમામ શાહ પોતે કર્યો છે. હિંદુઓનો દેખાવ અપનાવી મુસલમાન ધર્મ પાળવાનું કહેલ છે.

કણબીઓ ઈમામ શાહના ખાસ અનુયાયી બન્યા

ઈમામ શાહ પછી તેમના પુત્ર નુર મુહમ્મદ શાહ એ સતપંથના આદિ વિષ્ણુ છે. બીજી ભાષામાં નિષ્કલંકી નારાયણ છે.